# પુનરાવર્તન - 4

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

1. સાહેબ બધાંને મેહુલની નોટ બતાવે છે, તે બાબતે હાર્દિક અને મેહુલ શું-શું માને છે ?
2. કચ્છમાં કયા-કયા ડુંગરો આવેલા છે ?
3. 'ગાંધીની ગુજરાત કપરી જીરવવી' એમ કવિ શા માટે કહે છે ?
4. સિંહણના બચ્ચાને જોઈને બાળકે શું કર્યું ?

**2. નીચે આપેલાં જોડકાંને યોગ્ય વીગત સાથે જોડો :**

| | અ | બ |
|---|---|---|
| 1. | સારા અક્ષર | ગિરનાર |
| 2. | ગુજરાત મોરી મોરી રે | મૈત્રીભાવ |
| 3. | માતૃહૃદય | નારાયણસરોવર |
| 4. | પત્ર | સોનલ |
| 5. | સુભાષિત | સિંહણનું બચ્ચું |

**3. નીચેનાં વાક્યો કયા પાઠમાંથી લેવામાં આવ્યાં છે તે લખો :**

1. ધીરજ રાખીને સતત પ્રયત્ન કરીશ તો ચોક્કસ સફળ થઈશ.
2. વચ્ચે બે ભૂલકાં : એક પશુદેહધારી, એક માનવદેહધારી. કુદરતની કેવી બલિહારી !
3. 'ધીંગી ધરા, ધીંગા ધોરી, ધીંગા બોલ, ધીંગી બોલી'
4. ખડીરબેટની વચ્ચે ધોળાવીરા નામે નાનું ગામ છે.

**4. નીચે આપેલા શબ્દસમૂહ માટે એક શબ્દ આપો :**

1. ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂપડાંનું નામ - ____________
2. લાકડાના નાના-નાના ટુકડા - ____________
3. ઢોરઉછેર કરતી જાતિનો માણસ - ____________
4. ચારે બાજુ પાણીથી વીંટળાયેલી જમીન - ____________
5. લખવાનું કામ કરનાર માણસ - ____________

**5. તમે કરેલ પ્રવાસ અંગેનું વર્ણન કરતો પત્ર તમારા મિત્રને લખો.**

**6. 'સારા અક્ષર' પાઠનો સારાંશ લખો.**

**7. નીચે આપેલા મુદ્દા પરથી વાર્તાલેખન કરો :**

બે સ્ત્રીઓ - એક બાળક માટે લડવું - ઝઘડો વધી જવો - ન્યાય માટે કાજી પાસે જવું - નોકરને બોલાવવા - બાળકના ટુકડા કરવા આદેશ - બાળકની માતાનું રુદન - બેભાન થવું - અન્ય સ્ત્રીને સજા

**8. નીચે આપેલી પંક્તિઓ સમજાવો :**

1. હોય કામ મુશ્કેલ પણ, ઉદ્યમથી ઝટ થાય;
   ખંત જો દિલમાં હોય તો, કદી ન ફોગટ જાય.
2. નમતાથી સૌ કો રીઝે, નમતાને બહુ માન,
   સાગરને નદીઓ ભજે, છોડી ઊંચાં સ્થાન.

**9. નીચેનામાંથી કોઈ પણ એક વિષય પર 15થી 20 વાક્યોમાં નિબંધ લખો.**

1. મારું પ્રિય પુસ્તક
2. ઉનાળાનો બપોર
3. ગરવી ગુજરાત

**10. નીચેનાં વાક્યોના અર્થને આધારે તેને માટે વપરાતી કહેવત તે વાક્યની સામે લખો :**

1. ગરજ વખતે બુદ્ધિ કામ નથી કરતી. ______________________

2. વિનાશ થવાનો હોય ત્યારે બુદ્ધિ બગડે છે. ______________________

3. ઝાઝાં જણ ભેગાં મળે તો કામ ઝટ પૂરું થાય. ______________________

4. બીજાની આશા રાખવાથી નિરાશ થવું પડે છે. ______________________

5. દરેક કામમાં સાવચેતી રાખીએ તો સુખી થઈએ. ______________________

**11. ક અને ખ વિભાગમાં આપેલી કહેવતોમાંથી સમાન અર્થવાળી કહેવતોને સામસામે ગોઠવો :**

| | ક | ખ |
|---|---|---|
| 1. | ફરે તે ચરે, બાંધ્યું ભૂખે મરે. | દાતણ વેચ્યે દળદર ન જાય. |
| 2. | દાનત તેવી બરકત | જ્યારે વળે પરસેવો ત્યારે મળે મેવો. |
| 3. | આંગળાં ચાટ્યે પેટ ન ભરાય | બળિયાના બે ભાગ |
| 4. | મારે તેની તલવાર | ભાવના તેવી સિદ્ધિ |

**12. 'ક' અને 'ખ' વિભાગમાં આપેલી વિરોધી અર્થ ધરાવતી કહેવતોને સામસામે ગોઠવો :**

| | ક | ખ |
|---|---|---|
| 1. | પારકી આશા સદા નિરાશ | માગ્યા વિના મા પણ ન પીરસે. |
| 2. | શ્રમ વિના પ્રારબ્ધ પાંગળું | સગા બાપનોય વિશ્વાસ ન કરાય. |
| 3. | માગ્યા કરતાં મરવું ભલું | વાડ વગર વેલો ન ચડે. |
| 4. | વિશ્વાસે વહાણ ચાલે | નસીબ ચાર ડગલાં આગળ |

**13. રોજિંદા વ્યવહારમાં ઉપયોગમાં લેવાતા દસ શબ્દો લખી તેમના વિરુદ્ધાર્થી શબ્દો લખો.**